(वसततिलका)

मुक्त्वा परत्र परबुद्धिमहंधियं च
संसारदुःखजननीं जननाद्विमुक्तः ।
ज्योतिर्मयं सुखमुपैति परात्मनिष्ठ
सन्मार्गमेतदधिगम्य समाधि-तंत्रम् ॥ १०५ ॥

(વસંતતિલકા)

મિથ્યા મતિ સ્વપરની સમજે હતી, હા !
ટાળી, ઉખેડી ભવ-વેલ, થયા અ-જન્મા;
જ્ઞાનાત્મ-સુખ પરમાત્મ-દશાથી ભોગે,
સન્માર્ગ આ ગ્રહી, ઉપાસી સમાધિ-યોગે. ૧૦૫

ભાવાર્થ :—અવિદ્યા કે ભ્રાંતિ એ સંસાર દુઃખને જણનારી જનેતા સમાન છે તેનું સ્વરૂપ ટૂંકામાં ગ્રંથકારે દ્વિ-અર્થી શબ્દોમાં પ્રથમ દર્શાવ્યું છે.

'परत्र' એટલે પરમાં, 'परबुद्धि' એટલે પરમ માહાત્મ્યવાળી બુદ્ધિ; જેમકે "પૈસો મારો પરમેશ્વર" અથવા ધર્મ-આરાધનમાં "સત્પુરુષમાં જ પરમેશ્વર બુદ્ધિ એને જ્ઞાનીઓએ પરમ ધર્મ કહ્યો છે."

શ્રીમદ્ રાજચંદ્ર.

આમ શરૂઆતમાં દૃઢ ભાવે લીધેલું અવલંબન, પોતાનામાં પરમાત્મદશા પ્રગટતાં સહેજે છૂટી જાય છે. અથવા તે ન છૂટે ત્યાં સુધી કેવળજ્ઞાન પ્રગટતું નથી. શ્રી ગૌતમ સ્વામીને પરમકૃપાળુ મહાવીર ભગવંતના દેહની હયાતી સુધી અવલંબન ન છૂટયું, ત્યાં સુધી કેવળજ્ઞાન ન થયું શ્રી આનંદઘનજી પણ ગાઈ ગયા છે—

"આલંબન સાધન જે ત્યાગે, પરપરિણતિને ભાગે રે.
અક્ષય દર્શન-જ્ઞાન વૈરાગ્યે આનંદઘન પ્રભુ જાગે રે.
વીર જિનેં ચરણે લાગું, વીરપણું તે માગું રે."

આત્મા ને સદ્ગુરુ એક જ સમજવા. આ વાત વિચારથી ગ્રહણ થાય છે. તે વિચાર એ કે દેહ નહીં અથવા દેહને લગતા બીજા

ભાવ નહીં, પણ સદ્‌ગુરુનો આત્મા એ સદ્‌ગુરુ છે. જેણે આત્મસ્વરૂપ લક્ષણથી, ગુણથી અને વેદનથી પ્રગટ અનુભવ્યું છે અને તે જ પરિણામ જેના આત્માનું થયું છે તે આત્મા અને સદ્‌ગુરુ એક જ એમ સમજવાનું છે. પૂર્વે જે અજ્ઞાન ભેળું કર્યું છે તે ખસે, તો જ્ઞાનીની અપૂર્વ વાણી સમજાય."

—શ્રીમદ્ રાજચંદ્ર 'ઉપદેશ છાયા.

આ ગ્રંથની ૧, ૧૦, ૧૧, ૧૨ ગાથાઓ તથા તેવા ભાવની બીજી ગાથાઓને અનુસરી વિચાર કરતાં, 'परत्र' એટલે 'અન્યત્ર' અથવા વિપરીતપણે એવો અર્થ ગ્રહણ કરવો યથાર્થ લાગે છે; જ્યાં પર નથી ત્યાં પરની માન્યતા કરવી, જ્યાં પોતે નથી ત્યાં 'હું છું' એમ માનવું એનું નામ અવિદ્યા છે એ અવિદ્યા સંસાર-દુઃખને જન્મ આપનારી માતા સમાન છે. તેનો ત્યાગ કરીને જીવ જન્મમરણથી મુક્ત થાય છે; તે પરમાત્મપદમાં સ્થિરતા કરનાર મહાત્મા આત્મસુખને પામે છે. તે મોક્ષ-માર્ગ દર્શાવનાર આ સમાધિશતક ગ્રંથ છે, તે પામી જીવ આત્મશુદ્ધિરૂપ મોક્ષ કે પરમપદ પામે છે "અનાદિ સ્વપ્નદશાને લીધે ઉત્પન્ન થયેલો એવો જીવનો અહંભાવ, મમત્વભાવ તે નિવૃત્ત થવાને અર્થે આ * છ પદની જ્ઞાની પુરુષોએ દેશના પ્રકાશી છે, તે સ્વપ્નદશાથી રહિત માત્ર પોતાનું સ્વરૂપ છે, એમ જો જીવ પરિણામ કરે, તો સહજ માત્રમાં તે જાગ્રત થઈ સમ્યક્‌દર્શનને પ્રાપ્ત થાય; સમ્યક્‌દર્શનને પ્રાપ્ત થઈ સ્વ-સ્વભાવરૂપ મોક્ષને પામે."

શ્રીમદ્ રાજચંદ્ર

*૧. આત્મા છે, ૨. આત્મા નિત્ય છે, ૩. આત્મા કર્તા છે, ૪. આત્મા ભોક્તા છે, ૫. મોક્ષ પદ છે, ને ૬. મોક્ષનો ઉપાય છે

હવે સંસ્કૃત ટીકાકાર અંત-મંગળ રૂપે નમસ્કાર ગાથા જણાવે છેઃ-

( शार्दुलविक्रीडित )

येनात्मा वहिरन्तरुत्तमभिदा त्रेधाविवृत्योदितो
मोक्षोऽनंतचतुष्टयामलवपुः सद्ध्यानतः कीर्तितः ।
जीयात्सोऽत्र जिनः समस्तविषय श्रीपादपूज्योऽमलो
भव्यानंदकरः समाधिशतकः श्रीमत्प्रभेन्दुः प्रभुः ॥ १०६ ॥

( હરિગીત )

અજ્ઞાની, અંતર્યામી, કેવલજ્ઞાની એ ત્રણ ભેદથી,
આત્મા 'સમાધિશતક'માં ગાયો ઘણા વિસ્તારથી;
આનંદદાયી ભવ્ય જીવને પૂજ્યપાદ પવિત્ર તે,
જયવંત અનંત ચતુષ્ટયી સત્ધ્યાનથી જ જણાય જે. ૧૦૬

ભાવાર્થઃ—જે પરમોપકારી, ભવ્યને આનંદ આપનાર, સમાધિશતક પરિણામરૂપ આત્મપ્રભાના ચંદ્ર (શ્રી પ્રભાચંદ્ર, સંસ્કૃત ટીકાકાર), નિર્મળ, જેમના ચરણ પૂજ્ય છે (શ્રી પૂજ્યપાદ-સમાધિ-શતક-કર્તા), જેમણે કર્મ શત્રુને જિતેલા છે (જિન), મોક્ષ સ્વરૂપ (જીવનમુક્ત) જે છે, અનંત ચતુષ્ટય (અનંત જ્ઞાન-દર્શન-સુખ-વીર્ય) રૂપ નિર્મળ દેહધારી, જેમની સર્વ વિષય-વાસના અસ્ત પામી છે, ઉત્તમ ધ્યાન વડે જેમનું કીર્તન થાય છે, જેમણે આત્માને બહિરાત્મારૂપે, અંતરાત્મારૂપે તથા પરમાત્મારૂપે-એમ ત્રણ ભેદથી વર્ણવ્યો છે તે ભગવાન જયવંત વર્તો'

પોતાની શક્તિ પ્રમાણે શુદ્ધ સ્વરૂપનું, શુદ્ધ સ્વરૂપવંત દેહધારી અરિહંત આદિ જ્ઞાની પુરુષનું, તેમના કહેલા ધર્મનું,

શાસ્ત્ર-સિદ્ધાંતનું બહુમાનપણું, કીર્તન, સ્તવન, ભજન, મનન, નિદિધ્યાસન જે જીવો કરશે તે શુદ્ધ સ્વરૂપમય મોક્ષમાર્ગ પ્રત્યે વળશે, મોક્ષમાર્ગ પામશે અને પૂર્ણપદમા બિરાજમાન થશે.

"જ્ઞાની પુરુષની અવજ્ઞા બોલવી તથા તેવા પ્રકારના પ્રસંગમા ઉજમાળ થવું, એ જીવનું અનત સંસાવર ધવાનું કારણ છે, એમ તીર્થંકર કહે છે, તે પુરુષના ગુણગ્રામ કરવા, તે પ્રસગમા ઉજમાળ થવું અને તેની આજ્ઞામાં સરળ પરિણામે, પરમ ઉપયોગ દૃષ્ટિએ વર્તવું, એ અનત સંસારને નાશ કરનારુ તીર્થંકર કહે છે, અને તે વાક્યો જિનાગમને વિષે છે ઘણા જીવો તે વાક્યો શ્રવણ કરતા હશે, તથાપિ પ્રથમ વાક્યને અફળ અને બીજા વાક્યને સફળ કર્યું હોય, એવા જીવો તો કવચિત જ જોવામા આવે છે, પ્રથમ વાક્યને સફળ અને બીજા વાક્યને અફળ, એમ જીવે અનત વાર કર્યું છે. તેવાં પરિણામમા આવતાં તેને વખત લાગતો નથી, કારણકે અનાદિ કાળથી મોહ નામની મદિરા તેના આત્મામાં પરિણામ પામી છે; માટે વારંવાર વિચારી તેવા તેવા પ્રસંગમા યથાશક્તિ યથાબળવીર્યે ઉપર દર્શિત કર્યા છે જે પ્રકાર, તે પ્રકારે વર્તવું યોગ્ય છે."

"જેને વિષે સત્સ્વરૂપ વર્તે છે એવા જે જ્ઞાની તેને વિષે લોક-સ્પૃહાદિનો ત્યાગ કરી, ભાવે પણ જે આશ્રિતપણે વર્તે છે, તે નિકટપણે કલ્યાણને પામે છે; એમ જાણીએ છીએ"

શ્રીમદ્ રાજચદ્ર

"આત્મા કેવળ આત્માપણે વર્તે, એમ જે ચિંતવન રાખવું તે લક્ષ છે, શાસ્ત્રના પરમાર્થરૂપ છે.'

શ્રીમદ્ રાજચદ્ર

હવે અનુવાદક તથા વિવેચક ગ્રંથનો ઉપસંહાર કરતાં લખે છે -

## ઉપસંહાર

(દોહરા)

અણિયાળી કાંટા સમી, ડાંગર દેખ કમોદ;
ભરડી, છોડાં-કુશકી, ઊપણી ચોખા શોધ ૧

જળથી શુદ્ધ કરી કરે, કમોદ કેરો ભાત;
ઉપાદેય ભો ન બને, દષ્ટાંતે સિદ્ધાંત. ૨

બાહ્યાત્મા ખજુબી ને, કાંટા સમી કમોદ;
ડાંગર ભરડી દેખતો, ચોખા અતર્જ્યોત. ૩

શુદ્ધ વિશેષ ક્રિયા કર્યું, બને ભાત તૈયાર;
તેમ ક્રિયા સમ્યક્ત્વીની, આપે સિદ્ધિ સાર. ૪

ત્રણ ભેદે આત્માતણી વાત અલૌકિક આંહિ;
પૂજ્ય-પાદ પ્રભુએ રચી, સમાધિ-માળા માંહિ, ૫

મંદ મતિથી જે બન્યું, સમય-શક્તિ અનુસાર;
ફૂલ નહિ—ફૂલની પાખડી, પ્રભુ, ચરણે ધરી, તાર. ૬

દ્રવ્યે, ભાવે રત્નના, પરીક્ષક ગુરુરાજ;
રાજચંદ્ર, રત્નાકરે બિંદુ સમ મુજ કાજ. ૭

**સમાપ્ત.**

# परिशिष्ट १

## समाधि शतक.

### (१) प्रासंगिक

(अनुष्टुप)

नमोऽस्तु पूज्यपादाय समाधिस्वामिने त्रिधा।
राजचंद्राय याचेऽहं समाधिबोधि-साधनम् ॥ १ ॥
कलिकालानले दग्धान् जीवांस्त्रातुं समुद्यतः।
राजचन्द्र सुधासिंधुर्नमस्तस्मै स्मराम्यहम् ॥ २ ॥
नमोऽस्तु पूज्यपादाय, समाधिस्वामिने सदा।
समाधितंत्रकर्तारं, नमामि समताधरम् ॥ ३ ॥

(वसत-तिलका)

२ सिद्धं जिनेन्द्रमलमप्रतिमप्रबोधं
निर्वाणमार्गममलं विबुधेन्द्रवन्द्यम्।
संसारसागरसमुत्तरणप्रपोतं
वक्ष्ये समाधिशतकं प्रणिपत्य वीरम् ॥ ४ ॥

(श्लोक)

३ येनात्माऽबुध्यतात्मैव परत्वेनैव चापरम्।
अक्षयानन्तबोधाय तस्मै सिद्धात्मने नमः ॥ १ ॥

(वशस्थ छन्द)

४ जयन्ति यस्यावदतोऽपि भारती
विभूतयस्तीर्थकृतोऽप्यनीहितुः।
शिवाय धात्रे सुगताय विष्णवे
जिनाय तस्मै सकलात्मने नमः ॥ २ ॥

( उपेन्द्रवज्रा )

५ श्रुतेन लिङ्गेन यथात्मशक्ति
समाहितान्तःकरणेन सम्यक् ।
समीक्ष्य कैवल्यसुखस्पृहाणां
विविक्तमात्मानमथाभिधास्ये ॥ ३ ॥

६ बहिरन्त परश्चेति त्रिधात्मा सर्वदेहिषु ।
उपेयात्तत्र परमं मध्योपायाद्बहिस्त्यजेत् ॥ ४ ॥

७ बहिरात्मा शरीरादौ जातात्मभ्रान्तिरान्तरः ।
चित्तदोषात्मविभ्रान्तिः परमात्मातिनिर्मल ॥ ५ ॥

८ निर्मलः केवलः शुद्धो विविक्त. प्रभुरव्ययः ।
परमेष्ठी परात्मेति परमात्मेश्वरो जिन ॥ ६ ॥

९ बहिरात्मेन्द्रियद्वारैरात्मज्ञानपराङ्मुख ।
स्फुरितश्चात्मनो देहमात्मत्वेनाध्यवस्यति ॥ ७ ॥

१० नरदेहस्थमात्मानमविद्वान्मन्यते नरम् ।
तिर्यञ्चं तिर्यगङ्गस्थं सुराङ्गस्थं सुरं तथा ॥ ८ ॥

११ नारकं नारकाङ्गस्थं न स्वयं तत्त्वतस्तथा ।
अनन्तानन्तधीशक्ति स्वसंवेद्योऽचलस्थितिः ॥ ९ ॥

१२ स्वदेहसदृशं दृष्ट्वा परदेहमचेतनम् ।
परात्माधिष्ठितं मूढ. परत्वेनाध्यवस्यति ॥ १० ॥

१३ स्वपराध्यवसायेन देहेष्वविदितात्मनाम् ।
वर्तते विभ्रम. पुर्सां पुत्रभार्यादिगोचर ॥ ११ ॥

१४ अविद्यासञ्ज्ञितस्तस्मात्संस्कारो जायते दृढः ।
येन लोकोऽङ्गमेव स्वं पुनरप्यभिमन्यते ॥ १२ ॥

१५ देहे स्वबुद्धिरात्मानं युनक्त्येतेन निश्चयात् ।
स्वात्मन्येवात्मधीस्तस्माद्वियोजयति देहिनम् ॥ १३ ॥

१६ देहेष्वात्मधिया जाताः पुत्रभार्यादिकल्पनाः ।
सम्पत्तिमात्मनस्ताभिर्मन्यते हा हतं जगत् ॥ १४ ॥

१७ मूलं संसारदुःखस्य देह एवात्मधीस्ततः ।
त्यक्त्वैनां प्रविशेदन्तर्बहिरव्यापृतेन्द्रियः ॥ १५ ॥

१८ मत्तश्च्युत्वेन्द्रियद्वारैः पतितो विषयेष्वहम् ।
तान्प्रपद्याहमिति मां पुरावेद न तत्त्वतः ॥ १६ ॥

१९ एवं त्यक्त्वा बहिर्वाचं त्यजेदन्तरशेषतः ।
एष योगः समासेन प्रदीपः परमात्मनः ॥ १७ ॥

२० यन्मया दृश्यते रूपं तन्न जानाति सर्वथा ।
जानन् न दृश्यते रूपं ततः केन ब्रवीम्यहम् ॥ १८ ॥

२१ यत्परैः प्रतिपाद्योऽहं यत्परान्प्रतिपादये ।
उन्मत्तचेष्टितं तन्मे यदहं निर्विकल्पकः ॥ १९ ॥

२२ यदग्राह्यं न गृह्णाति गृहीतं नापि मुञ्चति ।
जानाति सर्वथा सर्वं तत्स्वसंवेद्यमस्म्यहम् ॥ २० ॥

२३ उत्पन्नपुरुषभ्रान्तेः स्थाणौ यद्वद्विचेष्टितम् ।
तद्वन्मे चेष्टितं पूर्वं देहादिष्वात्मविभ्रमात् ॥ २१ ॥

२४ यथाऽसौ चेष्टते स्थाणौ निवृत्ते पुरुषाग्रहे ।
तथाचेष्टोऽस्मि देहादौ विनिवृत्तात्मविभ्रमः ॥ २२ ॥

२५ येनात्मनानुभूयेऽहमात्मनैवात्मनात्मनि ।
सोऽहं न तन्न सा नासौ नैको न द्वौ न वा बहु ॥ २३ ॥

२६ यदभावे सुषुप्तोऽहं यद्भावे व्युत्थित पुन. ।
अतीन्द्रियमनिर्देश्यं तत्स्वसंवेद्यमस्म्यहम् ॥ २४ ॥

२७ क्षीयन्तेऽत्रैव रागाद्यास्तत्त्वतो मां प्रपश्यतः ।
बोधात्मानं ततः कश्चिन्न मे शत्रुर्न च प्रियः ॥ २५ ॥

२८ मामपश्यन्नय लोको न मे शत्रुर्न च प्रियः ।
मां प्रपश्यन्नयं लोको न मे शत्रुर्न च प्रिय ॥ २६ ॥

२९ त्यक्त्वैवं वहिरात्मानमन्तरात्मव्यवस्थितः ।
भावयेत्परमात्मानं सर्वसंकल्पवर्जितम् ॥ २७ ॥

३० सोऽहमित्यात्तसंस्कारस्तस्मिन् भावनया पुनः ।
तत्रैव दृढसंस्काराल्लभते ह्यात्मनि स्थितिम् ॥ २८ ॥

३१ मूढात्मा यत्र विश्वस्तस्ततो नान्यद्भयास्पदम् ।
यतो भीतस्ततो नान्यदभयस्थानमात्मनः ॥ २९ ॥

३२ सर्वेन्द्रियाणि संयम्य स्तिमितेनान्तरात्मना ।
यत्क्षणं पश्यतो भाति तत्तत्वं परमात्मनः ॥ ३० ॥

३३ यः परात्मा स एवाहं योऽहं स परमस्ततः ।
अहमेव मयोपास्यो नान्यः कश्चिदिति स्थितिः ॥ ३१ ॥

३४ प्रच्याव्य विषयेभ्योऽहं मां मयैव मयि स्थितम् ।
बोधात्मान प्रपन्नोऽस्मि परमानन्दनिर्वृतम् ॥ ३२ ॥

३५ यो न वेत्ति परं देहादेवमात्मानमव्ययम् ।
लभते न स निर्वाणं तप्त्वापि परमं तपः ॥ ३३ ॥

३६ आत्मदेहान्तरज्ञानजनिताह्लादनिर्वृतः ।
तपसा दुष्कृतं घोरं भुञ्जानोऽपि न खिद्यते ॥ ३४ ॥

३७ रागद्वेषादिकल्लोलैरलोलं यन्मनोजलम् ।
स पश्यत्यात्मनस्तत्त्व तत्तत्त्वं नेतरो जनः ॥ ३५ ॥

३८ अविक्षप्त मनस्तत्त्वं विक्षिप्त भ्रान्तिरात्मनः ।
धारयेत्तदविक्षिप्त विक्षिप्तं नाश्रयेत्ततः ॥ ३६ ॥

३९ अविद्याभ्याससंस्कारैरवशं क्षिप्यते मन. ।
तदेव ज्ञानसंस्कारैः स्वतस्तत्त्वेऽवतिष्ठते ॥ ३७ ॥

४० अपमानादयस्तस्य विक्षेपो यस्य चेतसः ।
नापमानादयस्तस्य न क्षेपो यस्य चेतस ॥ ३८ ॥

४१ यदा मोहात्प्रजायेते रागद्वेषौ तपस्विन. ।
तदैव भावयेत्स्वस्थमात्मानं शाम्यत. क्षणात् ॥ ३९ ॥

४२ यत्र काये मुनेः प्रेम तत प्रच्याव्य देहिनम् ।
वुध्द्या तदुत्तमे काये योजयेत्प्रेम नश्यति ॥ ४० ॥

४३ आत्मविभ्रमजं दुःखमात्मज्ञानात्प्रशाम्यति ।
नायतास्तत्र निर्वान्ति कृत्वापि परमं तप ॥ ४१ ॥

४४ शुभ शरीरं दिव्यांश्च विपयानभिवाञ्छति ।
उत्पन्नात्ममतिर्देहे तत्त्वज्ञानी ततश्च्युतिम् ॥ ४२ ॥

४५ परत्राहंमति स्वस्माच्च्युतो वध्नात्यसंशयम् ।
स्वस्मिन्नहंमतिश्च्युत्वा परस्मान्मुच्यते वुध ॥ ४३ ॥

४६ दृश्यमानमिदं मूढस्त्रिलिङ्गमववुध्यते ।
इदमित्यववुद्धस्तु निष्पन्नं शब्दवर्जितम् ॥ ४४ ॥

४७ जानन्नप्यात्मनस्तत्त्वं विविक्तं भावयन्नपि ।
पूर्वविभ्रमसंस्काराद्भ्रान्तिं भूयोऽपि गच्छति ॥ ४५ ॥

४८ अचेतनमिदं दृश्यमदृश्यं चेतनं ततः ।
क्व रुष्यामि क्व तुष्यामि मध्यस्थोऽहं भवाम्यतः ॥ ४६ ॥

४९ त्यागादाने बहिर्मूढः करोत्यध्यात्ममात्मवित् ।
नान्तर्बहिरुपादानं न त्यागो निष्ठितात्मनः ॥ ४७ ॥

५० युञ्जीत मनसात्मानं वाक्कायाभ्यां वियोजयेत् ।
मनसा व्यवहारं तु त्यजेद्वाक्काययोजितम् ॥ ४८ ॥

५१ जगद्देहात्मदृष्टीनां विश्वास्यं रम्यमेव वा ।
आत्मन्येवात्मदृष्टीनां क्व विश्वासः क्व वा रतिः ॥ ४९ ॥

५२ आत्मज्ञानात्परं कार्यं न बुद्धौ धारयेच्चिरम् ।
कुर्यादर्थवशात्किञ्चिद्वाक्कायाभ्यामतत्परः ॥ ५० ॥

५३ यत्पश्यामीन्द्रियैस्तन्मे नास्ति यन्नियतेन्द्रियः ।
अन्तः पश्यामि सानन्दं तदस्तु ज्योतिरुत्तमम् ॥ ५१ ॥

५४ सुखमारब्धयोगस्य बहिर्दुःखमथात्मनि ।
बहिरेवासुखं सौख्यमध्यात्मं भावितात्मनः ॥ ५२ ॥

५५ तद्ब्रूयात्तत्परान्पृच्छेत्तदिच्छेत्तत्परो भवेत् ।
येनाविद्यामयं रूपं त्यक्त्वा विद्यामयं व्रजेत् ॥ ५३ ॥

५६ शरीरे वाचि चात्मानं संधत्ते वाक्शरीरयोः ।
भ्रान्तोऽभ्रान्तः पुनस्तत्त्वं पृथगेषां विबुध्यते ॥ ५४ ॥

५७ न तदस्तीन्द्रियार्थेषु यत् क्षेमङ्करमात्मनः ।
तथापि रमते बालस्तत्रैवाज्ञानभावनात् ॥ ५५ ॥

૫૮ चिरं सुषुप्तास्तमसि मूढात्मान कुयोनिषु ।
अनात्मीयात्मभूतेषु ममाहमिति जाग्रति ॥ ५६ ॥

५९. पश्येन्निरन्तरं देहमात्मनोऽनात्मचेतसा ।
अपरात्मधियान्येषामात्मतत्त्वे व्यवस्थित. ॥ ५७ ॥

६० अज्ञापितं न जानन्ति यथा मां ज्ञापितं तथा ।
मूढात्मानस्ततस्तेषां वृथा मे ज्ञापनश्रमः ॥ ५८ ॥

६१ यद्बोधयितुमिच्छामि तन्नाहं यदहं पुनः ।
ग्राह्यं तदपि नान्यस्य तत्किमन्यस्य बोधये ॥ ५९ ॥

६२ बहिस्तुष्यति मूढात्मा पिहितज्योतिरन्तरे ।
तुष्यत्यन्तः प्रबुद्धात्मा बहिर्व्यावृत्तकौतुकः ॥ ६० ॥

६३ न जानन्ति शरीराणि सुखदुःखान्यबुद्धयः ।
निग्रहानुग्रहधियं तथाप्यत्रैव कुर्वते ॥ ६१ ॥

६४ स्वबुध्या यावद्गृह्णीयात् कायवाक्चेतसां त्रयम् ।
संसारस्तावदेतेषां भेदाभ्यासे तु निर्वृति. ॥ ६२ ॥

६५ घने वस्त्रे यथात्मानं न घनं मन्यते तथा ।
घने स्वदेहेऽप्यात्मानं न घनं मन्यते बुध ॥ ६३ ॥

६६ जीर्णे वस्त्रे यथात्मानं न जीर्णं मन्यते तथा ।
जीर्णे स्वदेहेऽप्यात्मान न जीर्णं मन्यते बुधः ॥ ६४ ॥

६७ नष्टे वस्त्रे यथात्मानं न नष्टं मन्यते तथा ।
नष्टे स्वदेहेऽप्यात्मानं न नष्टं मन्यते बुधः ॥ ६५ ॥

६८ रक्ते वस्त्रे यथात्मानं न रक्तं मन्यते तथा ।
रक्ते स्वदेहेऽप्यात्मानं न रक्त मन्यते बुध ॥ ६६ ॥

६९ यस्य सस्पन्दमाभाति निष्पन्देन समं जगत्।
अप्रज्ञमक्रियाभोगं स समं याति नेतर ॥ ६७ ॥

७० शरीरकञ्चुकेनात्मा संवृतो ज्ञानविग्रह.।
नात्मानं बुध्यते तस्माद् भ्रमत्यतिचिरं भवे ॥ ६८ ॥

७१ प्रविशद्गलतां व्यूहे देहेऽणूनां समाकृतौ।
स्थितिभ्रान्त्या प्रपद्यन्ते तमात्मानमवुद्धय: ॥ ६९ ॥

७२ गौर: स्थूल. कृशो वाहमित्यङ्गेनाविशेषयन्।
आत्मानं धारयेन्नित्यं केवलं ज्ञप्तिविग्रहम् ॥ ७० ॥

७३ मुक्तिरेकान्तिकी तस्य चित्ते यस्याचला धृति ।
तस्य नैकान्तिकी मुक्तिर्यस्य नास्त्यचला धृति ॥ ७१ ॥

७४ जनेभ्यो वाक् तत: स्पन्दो मनसश्चित्तविभ्रम ।
भवन्ति तस्मात्संसर्गं जनैर्योगी ततस्त्यजेत् ॥ ७२ ॥

७५ ग्रामोऽरण्यमिति द्वेधा निवासोऽनात्मदर्शिनाम्।
दृष्टात्मनां निवासस्तु विविक्तात्मैव निश्चल: ॥ ७३ ॥

७६ देहान्तरगतेर्बीजं देहेऽस्मिन्नात्मभावना।
बीजं विदेहनिष्पत्तेरात्मन्येवात्मभावना ॥ ७४ ॥

७७ नयत्यात्मानमात्मैव जन्म निर्वाणमेव वा।
गुरुरात्मात्मनस्तस्मान्नान्योऽस्ति परमार्थत ॥ ७५ ॥

७८ दृढात्मबुद्धिर्देहादावुत्पश्यन्नाशमात्मन ।
मित्रादिभिर्वियोगं च बिभेति मरणाद् भृशम् ॥ ७६ ॥

७९ आत्मन्येवात्मधीरन्यां शरीरगतिमात्मन ।
मन्यते निर्भयं त्यक्त्वा वस्त्रं वस्त्रान्तरग्रहम् ॥ ७७ ॥

८० व्यवहारे सुषुप्तो य स जागर्त्यात्मगोचरे ।
जागर्ति व्यवहारेऽस्मिन् सुषुप्तश्चात्मगोचरे ॥ ७८ ॥

८१ आत्मानमन्तरे दृष्ट्वा दृष्ट्वा देहादिकं बहिः ।
तयोरन्तरविज्ञानादभ्यासादच्युतो भवेत् ॥ ७९ ॥

८२ पूर्वं दृष्टात्मतत्त्वस्य विभात्युन्मत्तवज्जगत् ।
स्वभ्यस्तात्मधियः पश्चात्काष्ठपाषाणरूपवत् ॥ ८० ॥

८३ श्रृण्वन्नप्यन्यतः कामं वदन्नपि कलेवरात् ।
नात्मानं भावयेद्भिन्नं यावत्तावन्न मोक्षभाक् ॥ ८१ ॥

८४ तथैव भावयेद्देहाद् व्यावृत्यात्मानमात्मनि ।
यथा न पुनरात्मानं देहे स्वप्नेऽपि योजयेत् ॥ ८२ ॥

८५ अपुण्यमव्रतैः पुण्यं व्रतैर्मोक्षस्तयोर्व्ययः ।
अव्रतानीव मोक्षार्थी व्रतान्यपि ततस्त्यजेत् ॥ ८३ ॥

८६ अव्रतानि परित्यज्य व्रतेषु परिनिष्ठितः ।
त्यजेत्तान्यपि संप्राप्य परमं पदमात्मनः ॥ ८४ ॥

८७ यदन्तर्जल्पसंपृक्तमुत्प्रेक्षाजालमात्मनः ।
मूलं दुःखस्य तन्नाशे शिष्टमिष्टं परं पदम् ॥ ८५ ॥

८८ अव्रती व्रतमादाय व्रती ज्ञानपरायणः ।
परमात्मज्ञानसम्पन्नः स्वयमेव परो भवेत् ॥ ८६ ॥

८९ लिङ्गं देहाश्रितं दृष्टं देह एवात्मनो भवः ।
न मुच्यन्ते भवात्तस्मात्ते ये लिङ्गकृताग्रहाः ॥ ८७ ॥

९० जातिर्देहाश्रिता दृष्टा देह एवात्मनो भवः ।
न मुच्यन्ते भवात्तस्मात्ते ये जातिकृताग्रहाः ॥ ८८ ॥

९१ जातिलिङ्गविकल्पेन येषां च समयाग्रहः ।
तेऽपि न प्राप्नुवन्त्येव परमं पदमात्मनः ॥ ८९ ॥

९२ यत्त्यागाय निवर्तन्ते भोगेभ्यो यदवाप्तये ।
प्रीतिं तत्रैव कुर्वन्ति द्वेषमन्यत्र मोहिनः ॥ ९० ॥

९३ अनन्तरज्ञः संधत्ते दृष्टिं पङ्गोर्यथान्धके ।
संयोगाद् दृष्टिमङ्गेऽपि संधत्ते तद्वदात्मनः ॥ ९१ ॥

९४ दृष्ट-भेदो यथा दृष्टिं पङ्गोरन्धे न योजयेत् ।
तथा न योजयेद्देहे दृष्टात्मा दृष्टिमात्मनः ॥ ९२ ॥

९५ सुप्तोन्मत्ताद्यवस्थैव विभ्रमोऽनात्मदर्शिनाम् ।
विभ्रमोऽक्षीणदोषस्य सर्वावस्थात्मदर्शिनः ॥ ९३ ॥

९६ विदिताशेषशास्त्रोऽपि न जाग्रदपि मुच्यते ।
देहात्मदृष्टिर्ज्ञातात्मा सुप्तोन्मत्तोऽपि मुच्यते ॥ ९४ ॥

९७ यत्रैवाहितधीः पुंसः श्रद्धा तत्रैव जायते ।
यत्रैव जायते श्रद्धा चित्तं तत्रैव लीयते ॥ ९५ ॥

९८ यत्रैवाहितधीः पुंसः श्रद्धा तस्मान्निवर्तते ।
यस्मान्निवर्तते श्रद्धा कुतश्चित्तस्य तल्लयः ॥ ९६ ॥

९९ भिन्नात्मानमुपास्यात्मा परो भवति तादृशः ।
वर्तिर्दीपं यथोपास्य भिन्ना भवति तादृशी ॥ ९७ ॥

१०० उपास्यात्मानमेवात्मा जायते परमोऽथवा ।
मथित्वात्मानमात्मैव जायतेऽग्निर्यथा तरुः ॥ ९८ ॥

१०१ इतीदं भावयेन्नित्यमवाचांगोचरं पदम् ।
स्वत एव तदाप्नोति यतो नावर्तते पुनः ॥ ९९ ॥

१०२ अयत्नसाध्यं निर्वाणं चित्तत्त्वं भूतजं यदि ।
अन्यथा योगतस्तस्मान्न दुःखं योगिनां क्वचित् ॥ १०० ॥

१०३ स्वप्ने दृष्टे विनष्टेऽपि न नाशोऽस्ति यथात्मनः।
तथा जागरदृष्टेऽपि विपर्यासाविशेषतः॥ १०१ ॥

१०४ अदुःखभावितं ज्ञानं क्षीयते दुःखसन्निधौ।
तस्माद्यथाबलं दुःखैरात्मानं भावयेन्मुनिः॥ १०२ ॥

१०५ प्रयत्नादात्मनो वायुरिच्छाद्वेषप्रवर्तितात्।
वायोः शरीरयंत्राणि वर्तन्ते स्वेषु कर्मसु॥ १०३ ॥

१०६ तान्यात्मनि समारोप्य साक्षाण्यास्ते सुखं जडः।
त्यक्त्वारोपं पुनर्विद्वान् प्राप्नोति परमं पदम्॥ १०४ ॥

१०७ मुक्त्वा परत्र परबुद्धिमहंधियं च
संसारदुःखजननीं जननाद्विमुक्तः।
ज्योतिर्मयं सुखमुपैति परात्मनिष्ठ-
स्तन्मार्गमेतदधिगम्य समाधितंत्रम्॥ १०५ ॥

१०८ येनात्मा बहिरन्तरुत्तमभिदा त्रेधा विवृत्योदितो
मोक्षोऽनन्तचतुष्टयामलवपुः सद्ध्यानतः कीर्तितः।
जीयात्सोऽत्र जिनः समस्तविषयः श्रीपादपूज्योऽमलो
भव्यानन्दकरः समाधिशतकः श्रीमत्प्रभेन्दुः प्रभुः॥ १०६ ॥

# પરિશિષ્ટ ૨

## સમાધિ-શતક

### ( ગુજરાતી અનુવાદ )

પ્રાસંગિક

૧ બોધિ-સમાધિ જ યાચતો, પ્રણમું શ્રી ગુરુરાજ,
પૂજ્યપાદ-શરણે ફળો, સફળ જીવન મુજ કાજ.
કળિયુગ-ઝાળે દાઝતા જીવ બચાવા કાજ,
સુધોદધિ સમ રાજચંદ્ર, નમું, સ્મરું સુખ-સાજ
પૂજ્યપાદ પ્રભુને નમું આત્મસ્વરૂપ મહત,
વરી સમતા સ્વામી થયા, સમાધિમય ભગવંત.

( હરિગીત )

૨ પરિપૂર્ણ, સિદ્ધ, જિનેન્દ્ર અનુપમ જ્ઞાન-જ્યોતિ ઝળહળે,
નિર્વાણ-માર્ગ સમાન નિર્મળ, જ્યાં સુરેન્દ્ર-શિરો ઢળે,
સંસારસાગર તારવા સફરી જહાજ સમાન જે,
વ્યાખ્યા સમાધિ-શતકની કરુ વીર ગુરુને પ્રણમીને.

૩ જેણે જાણ્યો ખરો આત્મા-આત્માને, અન્ય અન્યને;
અક્ષય-પૂર્ણ-જ્ઞાની તે, સિદ્ધને ધન્ય, ધન્ય છે! ૧

(વંશસ્થ)

૪ ન બોલતા તોય સુણાય ભારતી,
વિભૂતિ નિઃસ્પૃહ અહો! સદેહીની;
મનાય બ્રહ્મા, શિવ, બુદ્ધ, વિષ્ણુ કે,
જિનેન્દ્ર રૂપે સરખા ભજું ભલે. ૨

(ઉપજાતિ)

૫ શક્તિ પ્રમાણે અનુમાન, શાસ્ત્રે,
સમ્યક્ પ્રકારે સ્થિરતા સ્વરૂપે-
અનુભવીને કહું સજ્જનોને,
સ્વરૂપ જે શુદ્ધ, જિજ્ઞાસુઓને ૩

૬ બાહ્ય, અંતર, પરાત્મા એ, ત્રિભેદે સર્વ જીવ છે;
તજો બાહ્ય બની અંતર, પરમાત્મા થવું હવે ૪

૭ બહિરાત્મા ગણે આત્મા, દેહાદિને જ ભ્રાંતિથી,
અંતરાત્મા તજે ભ્રાંતિ, ચિત્ત દોષ સ્વરૂપની ૫

૮ પરમાત્મા, પ્રભુ, શુદ્ધ, નિર્મલ, કેવલ વળી;
વિવિક્ત, અવ્યય, જિન, પરમાત્મા, પરમેશ્વરી ૬

૯ ઇન્દ્રિયોથી પ્રવર્તે આ, પોતાનો દેહ તેજ હું,
બહિરાત્મા ગણે એવું, આત્મજ્ઞાન ન તે કર્યું. ૭

૧૦ નર-દેહે રહે તો તે, આત્માને નર માનતો;
તિર્યંચદેહમાં ઢોર, દેવાંગે સુર જાણતો. ૮

૧૧ નારકી નરકે જાણે- અજ્ઞાની, તેમ તે નથી;
અનંત - જ્ઞાન - શક્તિમાન્ સ્વગમ્ય, અચલસ્થિતિ. ૯

૧૨ મૂઢ સ્વદેહશો દેખી, પરના જડ દેહને;
પર આત્મા જુદો તોયે, દેહ રૂપે પર ગણે. ૧૦

૧૩ સ્વપર દેહમાં આત્મા, અજ્ઞાની આમ માનતો;
પડી વિભ્રમમાં પોતે, પુત્ર ભાર્યાદિ ભાવતો. ૧૧

૧૪ અવિદ્યારૂપ સંસ્કાર, તેથી તો દૃઢ જામતો;
તેથી પુનર્ભવે જીવ, પોતાને દેહ માનતો ૧૨

૧૫ દેહાત્મબુદ્ધિ દેહોના, કારણો મેળવે નકી,
આત્મામાં આત્મબુદ્ધિમાન્, દેહની કેદ દે મૂકી ૧૩

૧૬ દેહમાં આત્મબુદ્ધિથી, પુત્રાદિ નિજ કલ્પતો;
મહત્તા માની પોતાની તેમાં, હા! જગ-હાણુ, જો. ૧૪

૧૭ મૂળ સંસાર-દુ:ખોનું, દેહમાં આત્મબુદ્ધિ તે;
તજી ઇન્દ્રિયવ્યાપાર- બાહ્ય, અંતર પેસજે. ૧૫

૧૮ ઇન્દ્રિયદ્વારથી ચૂકી, પડ્યો હું વિષયો વિષે,
ભોગો પામી ન મેં પૂર્વે, જાણ્યું રૂપ યથાર્થ જે. ૧૬

૧૯ બાહ્ય વાણી તજી આવી, અંતર્વાચા તજો પૂરી;
સમાસે યોગ-વાર્તા આ, પરમાત્મા પ્રકાશતી. ૧૭

૨૦ જે મને રૂપ દેખાય, તે તો જાણે ન સર્વથા;
જાણે તે તો ન દેખાય, કોની સાથે કરું કથા? ૧૮

૨૧ 'સ્વરૂપ સમજાવું હું,' 'મને હો ઉપદેશક,'
ઉન્મત્ત મત એ મારો, આત્મા તો નિર્વિકલ્પક. ૧૯

૨૨ અગ્રાહ્યને ગ્રહે ના જે, ગ્રહેલું મૂકતો નથી;
સર્વથા સર્વને જાણે, તે સ્વ-સંવેદ્ય હું નકી ૨૦

૨૩ ઠૂંઠાને ભૂલથી માની- મનુષ્ય, જેમ વર્તતો;
પ્રવર્ત્યો તેમ પૂર્વે હું, દેહાદિ નિજ માનતો. ૨૧

૨૪ મનુષ્ય-માન્યતા ટાળી, ઠૂંઠા પ્રત્યે પ્રવર્તતો;
તેમ ભ્રાન્તિ ટળી ત્યારે, દેહાદિ ભિન્ન માનતો. ૨૨

૨૫ આત્મા જે આત્મભાવે હું, આત્માનંદે અનુભવું;
તે હું, ના સ્ત્રી-નપુંસક, ના નર, એક કે બહુ. ૨૩

૨૬ જે વિના નિંદમાં ડૂબ્યો, જાગ્યો જે રૂપ જાણીને;
અતીન્દ્રિય, અકથ્ય હું, સ્વ-સંવેદનસાધ્ય તે. ૨૪

૨૭ રાગાદિ આ ભવે જાયે, ઓળખ્યે તત્ત્વથી મને;
જ્ઞાનરૂપે મને જાણ્યે, શત્રુ-મિત્ર ન કો બને ૨૫

૨૮ મને ના દેખતા લોકો, શત્રુ-મિત્ર ન થાય જો,
મને જે દેખનારા તે, શત્રુ-મિત્ર ન થાય કો. ૨૬

૨૯ બહિરાત્મા તજી આમ, અંતરાત્મા બની અહો !
સર્વ સંકલ્પથી મુક્ત, પરમાત્માપણું લહો ૨૭

૩૦ 'સોऽહં' સંસ્કાર પામીને, ભાવના કરવી અતિ;
દૃઢ સંસ્કાર જામીને, આત્મામાં સ્થિરતા થતી. ૨૮

૩૧ મૂઢ વિશ્વાસ રાખે તે-વસ્તુથી વધુ ભીતિ ક્યાં ?
ડરે જેથી, વધુ ના કો, અભય સ્થાન આત્મનાં. ૨૯

૩૨ ઈન્દ્રિયો સર્વ રોકીને કરીને સ્થિર ચિત્તને,
જોતાં જે ક્ષણમાં ભાસે, પરમાત્મ-સ્વરૂપ તે. ૩૦

૩૩ હું પરાત્મારૂપે છું ને, પરાત્મા તેજ હું નકી;
તેથી ઉપાસના મારી, મારે કર્તવ્ય, એ સ્થિતિ. ૩૧

૩૪ વિષયોથી કરી મુક્ત, મને મેં આત્મભાવથી;
પરમાનંદથી પૂર્ણ, બોધરૂપે કરી સ્થિતિ. ૩૨

૩૫ દેહથી ભિન્ન ને નિત્ય, આત્મા આમ ન જાણતા;
ભારે તપો તપે તોયે, મોક્ષ-સુખ ન માણતાં ૩૩

૩૬ દેહથી ભિન્ન આત્માના, જ્ઞાનાનંદે પૂરા સુખી;
તપ-તાપો દહે પાપો- ઉગ્ર, તોયે ન તે દુઃખી. ૩૪

૩૭ રાગ-દ્વેષાદિ મોજાંથી, હાલે જો ના મનોજળ;
તો આત્મતત્ત્વ તે દેખે, તે તત્ત્વે અન્ય નિષ્ફળ. ૩૫

૩૮ અવિક્ષેપી મન આત્મા, વિક્ષેપી આત્મભ્રાન્તિ, જો;
અવિક્ષેપી કરો ચિત્ત, તેથી વિક્ષેપી ના રહો. ૩૬

૩૯ અવિદ્યા બહુ અભ્યાસી, તે સંસ્કારે મન ચળે;
જ્ઞાનસંસ્કારથી ચિત્ત, આત્મ-તત્ત્વે સ્વયં વળે. ૩૭

૪૦ અપમાનાદિ તે માને, વિક્ષેપી મન જેમનું;
અપમાનાદિ ના લેખે, અક્ષુબ્ધ મન જેમનું. ૩૮

૪૧ તપસ્વીને કદી મોહે, રાગ-દ્વેષ જણાય જો;
ભાવજો સ્વસ્થ આત્મા તો, ક્ષણમાં શાંતિ પામશો. ૩૯

૪૨ જ્યાં દેહે પ્રેમ મુનિને, ત્યાંથી ચિત્ત ખસેડીને;
બુદ્ધિથી બોધ-મૂર્તિમાં, બાંધતા પ્રેમ જાય તે. ૪૦

૪૩ આત્મભ્રાન્તિ જણે દુઃખો. આત્મજ્ઞાન હણે, અહા!
જ્ઞાન અર્થે મથે ના તો, મોક્ષ દે ના તપો મહા. ૪૧

૪૪ દેહાત્મબુદ્ધિની ઇચ્છા, દિવ્ય દેહ-સુભોગની;
તત્ત્વજ્ઞાની તણી ઇચ્છા, દેહ-ભોગ-વિયોગની. ૪૨

૪૫ પોતાને પરમાં માની, બંધાય સ્વચ્યૂદી નકી;
આત્મામાં આત્મબુદ્ધિમાન્, મૂકાય પરને મૂકી. ૪૩

૪૬ ત્રિલિંગ દૃશ્ય કાયા હું, એટલું મૂઢ માનતો;
અનાદિ સિદ્ધ, અવાચ્ય, આત્મા, જો મત જ્ઞાનીનો. ૪૪

૪૭ આત્મતત્ત્વ પિછાની ને, ભિન્ન ભાવી રહ્યા છતાં;
ભ્રાંતિના પૂર્વસંસ્કારે. ભ્રાંતિમાં ફરી કો જતાં. ૪૫

૪૮ દૃશ્ય તો હું જડ જાણું, આત્મા અદૃશ્ય માનતો;
કરું ક્યાં રોષ કે તોષ? રહું મધ્યસ્થ તેથી તો. ૪૬

૪૯ બાહ્ય ત્યાગે, ગ્રહે મૂઢ, જ્ઞાનીની ગુપ્ત વર્તના;
નિષ્ઠિતાત્મા ન ત્યાગે કે ગ્રહે બાહ્યાન્તર જરા. ૪૭

૫૦ યોજે આત્મા મન સાથે, વાણી-કાયાથી છોડીને;
મનથી વાણીકાયાના, વર્તને વૃત્તિ છોડી દે. ૪૮

૫૧ દેહાત્મદૃષ્ટિને ભાસે, વિશ્વાસ્ય, રમ્ય આ બધાં;
સ્વાત્મામા આત્મદૃષ્ટિને ભવે વિશ્વાસ, રાગ ક્યાં? ૪૯

૫૨ આત્મજ્ઞાન વિના ક્યાંય, ચિત્ત દ્યો ચિરકાળ ના; ૫૦
આત્માર્થે વાણી-કાયાથી, વર્તો તન્મયતા વિના.

૫૩ જે દેખું ઈન્દ્રિયોથી તે, મારું ના, મુજ રૂપ કો; ૫૧
ઈન્દ્રિયો રોકી અંતરમાં, દેખું સાનંદ દીપ હો

૫૪ યોગારંભે સૂઝે સુખ, બાહ્યમાં, દુખ અંતરે; ૫૨
અભ્યસ્તાત્મા સુખી અતરૂ, દુખી બાહ્ય સુખે, અરે!

૫૫ તે કહો, તે પૂછો સૌને; તે ઇચ્છો, તન્મય રહો; ૫૩
જેથી મિથ્યાત્વ મૂકીને, જ્ઞાનાવસ્થા તમે ગ્રહો

૫૬ ભ્રાંતિથી વાણી-કાયામાં, આત્મા અજ્ઞાની માનતો; ૫૪
ભ્રાન્તિ-મુક્ત ખરુ જાણે, ત્રણેનુ તત્ત્વ ભિન્ન તો

૫૭ ઈન્દ્રિયવિષયોમા શું, આત્માને હિતકારી છે? ૫૫
બાલ તેમાં જ રાચે હા! માત્ર અજ્ઞાનતાવશે

૫૮ અધારે બહુ ઊંઘ્યા જે, મૂઢાત્માઓ કુયોનિમાં; ૫૬
'હું', 'મારુ' માનતા જાગે, દેહાદે અન્ય ભાવમા.

૫૯ અનાત્મદૃષ્ટિએ દેખો, દેહ નિજ નિરંતર, ૫૭
અજીવ અન્ય દેહો જો, આત્મામા હો સદા સ્થિર.

૬૦ સ્વરૂપ ઉપદેશ્યું તે, મૂઢાત્મા જાણતા નથી; ૫૮
જાણે કહ્યુ નથી કાંઈ, વળે શુ ઉપદેશથી?

૬૧ જે ઉપદેશવા ઇચ્છુ, તે હું ના, મુજ રૂપ જે; ૫૯
તે તો ના અન્યથી ગ્રાહ્ય, બોધું હું કેમ અન્યને?

૬૨ આવરી અંતરે જ્યોતિ, બાહ્યાત્મા બાહ્ય રાચતો; ૬૦
અંત સંતોષી જ્ઞાની તો, બાહ્ય કૌતુક ટાળતો

૬૩ શરીરો સુખદુઃખોને, જાણે ના તોય મૂઢ આ; ૬૧
લાલને, પીડને બુદ્ધિ, રાખે દેહે તથાપિ હા!

૬૪ કાયા, વાણી, મન માને, જ્યાં સુધી જીવ આપણું;
ત્યાં સુધી હોય સંસાર, મોક્ષ લે ભિન્ન ભાવતાં. ૬૨

૬૫ જાડાં વસ્ત્રે ન પોતાને, જાડો જાણે વિવેકી કો;
જાડો દેહ થતાં તેમ, આત્મા જાડો ન માનવો. ૬૩

૬૬ જીર્ણ વસ્ત્રે ન પોતાને, જીર્ણ જાણે વિવેકી કો;
જીર્ણ દેહ થતાં તેમ, આત્મા જીર્ણ ન માનવો. ૬૪

૬૭ વસ્ત્રના નાશથી જેમ, દેહનો નાશ ના ગણે;
દેહના નાશથી જ્ઞાની આત્માનો નાશ ના ભણે. ૬૫

૬૮ લાલ વસ્ત્રે ન પોતાને, લાલ જાણે વિવેકી કો;
લાલ દેહ થતાં તેમ, આત્મા લાલ ન માનવો ૬૬

૬૯ જેને સક્રિય સંસાર, ભાસે નિષ્ક્રિય * કાષ્ટ શો;
અપ્રજ્ઞ, ભોગ-ચેષ્ટાથી, રહિત શમ પામતો. ૬૭

૭૦ જ્ઞાનમૂર્તિ પ્રભુ ઓઢી, દેહકાંચળી, જો રમે;
પોતાને જાણવો ભૂલી, ઘણો કાળ ભવે ભમે. ૬૮

૭૧ અણુરાશિ ખસે, પેસે, આ આત્માકાર દેહમાં;
સમાન-સ્થિતિ-ભ્રાંતિથી, મૂઢ તે નિજ માનતાં. ૬૯

૭૨ 'જાડા વા સૂકલા, ગોગ,' દેહ ધર્મોથી ભિન્ન જે;
કેવલ-જ્ઞાન-મૂર્તિ આ, આત્માને નિત્ય ભાવજે. ૭૦

૭૩ અવશ્ય મુક્તિ પામે જો, અચલ ધારણા મને;
અવશ્ય મુક્તિ ના પામે, જેની ના ભાવના ટકે ૭૧

૭૪ લોક-યોગે વહે વાણી, તેથી ચિત્ત ચળે, ભ્રમે;
લોક-સંસર્ગને આવો, જાણી યોગી ભલે વમે ૭૨

---

* "નિરખીને નવયૌવના, લેશ ન વિષયનિદાન;
ગણે કાષ્ટની પૂતળી, તે ભગવાન સમાન."
શ્રીમદ્ રાજચંદ્ર.

૭૫ વનવાસ જનવાસ, બન્ને અનાત્મદર્શીના;
દૃષ્ટાત્માનો કયો વાસ? શુદ્ધ નિશ્ચલ આતમા ૭૩

૭૬ બીજા દેહો તણું બીજ, આ દેહે આત્મ-ભાવના;
વિદેહ – મુક્તિનું બીજ, આત્મામાં આત્મભાવના ૭૪

૭૭ આત્માને મોક્ષ – સસારે, આત્મા પોતે લઈ જતો;
નિશ્ચયે સ્વ-ગુરુ આત્મા, અન્ય ના ગુરુ આત્મનો ૭૫

૭૮ દૃઢ-દેહાત્મબુદ્ધિ જે, આત્માનો નાશ માનતો;
મિત્રાદિના વિયોગે ને, મૃત્યુથી બહુ તે બીતો ૭૬

૭૯ આત્મામાં આત્મબુદ્ધિમાન્, માને દેહગતિ જુદી;
જૂનું વસ્ત્ર તજે તેમ, તજે દેહ તજી ભ્રાંતિ. ૭૭

૮૦ વ્યવહાર સૂતો મૂકે, તો જાગે આત્મ-કાર્યમાં;
ચિંતવે વ્યવહારો જે, તે ઊંઘે આત્મ-કાર્યમાં ૭૮

૮૧ આત્માને અંતરે દેખી, દેખો દેહાદિક જુદા;
બન્નેના ભેદવિજ્ઞાને, અભ્યાસે મુક્તિસંપદા. ૭૯

૮૨ આત્મજ્ઞાની શરૂઆતે, દેખે ઉન્મત્તવત્ જગત;
અભ્યાસે આત્મજ્ઞાનીને ભાસે આ જગ કાષ્ટવત્. ૮૦

૮૩ અન્ય પાસે સુણી બોધ, ઘણો દીધો તથાપિ જો;
દેહથી ભિન્ન ના ભાવ્યો આત્મા તો ન મુકાય કો. ૮૧

૮૪ દેહથી ભિન્ન ભાવીને આત્માને, આત્મ-ભાવના;
દૃઢ એવી કરો, ના હો, સ્વપ્ને ય દેહ-યોજના. ૮૨

૮૫ અપુણ્ય અવ્રતે, પુણ્ય વ્રતે, મોક્ષ દ્વય-ક્ષયે;
વ્રતોય અવ્રતો પેઠે, મૂકે મોક્ષાશયી થયે. ૮૩

૮૬ અવ્રતો તજી મોક્ષાર્થી, વ્રતોમાં સ્થિરતા ભજે;
પરમ પદ આત્માનું પામી ક્રવ્ય વ્રતો તજે ૮૪

૮૭ અંતર્વાચા વિકલ્પોની, જાળ જે દુઃખમૂળ તે;
ઉખેડી આત્મ-શાંતિ લો, ઉત્તમ, અનુકૂળ એ. ૮૫

૮૮ અવ્રતી વ્રત ધારીને, જ્ઞાનાભ્યાસી વ્રતી રહે;
કેવલજ્ઞાનથી પોતે પરમાત્મ-દશા ગ્રહે. ૮૬

૮૯ વેશ જો દેહનો ધર્મ, દેહ સંસાર જીવનો;
તરે સંસારથી તે 'ના, વેશ-આગ્રહ જેમનો. ૮૭

૯૦ જાતિ જો દેહનો ધર્મ, દેહ સંસાર જીવનો;
તરે સંસારથી તે ના, જાતિ-આગ્રહ જેમનો. ૮૮

૯૧ જાતિ-વેશ-વિકલ્પોનો, શાસ્ત્ર આગ્રહ જે ગ્રહે;
તેય પામે ન આત્માનું, પરમ પદ મોક્ષ જે. ૮૯

૯૨ દેહપ્રીતિ જવા ત્યાગ્યા ભોગ, નિઃસ્પૃહતા થવા;
ત્યાંજ મોહાન્ધની પ્રીતિ, ઇચ્છે વૈરાગ્ય ત્યાગવા. ૯૦

૯૩ પાંગળો અંધ-ખધે ત્યાં, પંગુની દૃષ્ટિ અંધમાં;
આરોપે મૂઢ, તે રીતે આત્માની દૃષ્ટિ અંગમાં ૯૧

૯૪ ભેદ-જ્ઞાની ન પંગુની, દૃષ્ટિ અંધ વિષે લહે;
જ્ઞાની તેમ ન આત્માની, દૃષ્ટિ દેહ વિષે ગ્રહે ૯૨

૯૫ ઊંઘ, ઉન્મત્તતાદિ ય, ભ્રાન્તિ ના આત્મ-દર્શીનાં;
મોહાધીન બધે વર્તે, અહંભાવે જ ભ્રાંતિમાં. ૯૩

૯૬ અજ્ઞાની જાણી સૌ શાસ્ત્રો, જાગે તોય મુકાય ના;
જ્ઞાની ગાઢા સૂતા તોયે મુકાય, મુનિ ભાખતા ૯૪

૯૭ બુદ્ધિને હિત જ્યાં લાગે, શ્રદ્ધા તેમાં જ ચોંટતી;
શ્રદ્ધા જ્યાં ચોંટતી ત્યાં જ, ચિત્તની લીનતા થતી. ૯૫

૯૮ બુદ્ધિ અહિત જ્યાં જાણે કે શ્રદ્ધા ત્યાંથી ઊઠતી;
શ્રદ્ધા ગિરી ગઈ તો ત્યાં, તલ્લીનતાની વાત શી? ૯૬

૯૯ જ્ઞાનીના પાય સેવે તે, પામે છે તેની જ દશા;
જ્યોતિને સ્પર્શતાં બત્તી, દીવે દીવો જ, જો પ્રથા. ૯૭

૧૦૦ નિજાત્માને ઉપાસી વા, પરમાત્મા થયા, ખરે!
તરુડાળ ઘસાવાથી, અગ્નિ જેમ સ્વય ઝરે ૯૮

૧૦૧ એમ આત્મા સદા ભાવો, અવાચ્ય પદ પામશો;
એની મેળે મળે મોક્ષ, જેથી ના ફરી જન્મશો ૯૯

૧૦૨ આત્મા ભૂતજ વા શુદ્ધ, તો મોક્ષયત્ન ના ઘટે;
નહીં તો યોગથી મોક્ષ કદી દુ:ખ ન યોગીને. ૧૦૦

૧૦૩ સ્વપ્ને દેહાદિ દીઠેલા વિણશ્યે આત્મનાશ ક્યાં?
જાગતાં તેમ દીઠેલા-જાય, જો ભ્રાંતિ બેયમાં ૧૦૧

૧૦૪ અદુ:ખે જ્ઞાન ભાવેલું, દુ:ખ દેખી જશે ખસી,
તેથી આત્મા મુનિ ભાવે, યથાશક્તિ દુ:ખે વસી ૧૦૨

૧૦૫ ઇચ્છાદ્વેષે પ્રવર્તેલા, આત્મયત્નેથી વાયુ જો;
વાયુથી દેહ યંત્રો સૌ, સ્વકાર્યો કરતાં અહો! ૧૦૩

૧૦૬ દેહાદિ કાર્ય આત્મામા, આરોપી મૂઢ સુખ લે;
તજી આરોપ જ્ઞાની તો પરમપદ ભોગવે. ૧૦૪

(વસંતતિલકા)

૧૦૭ મિથ્યા મતિ સ્વપરની સમજે હતી, હા!
ટાળી, ઉખેડી ભવવેલ, થયા અ-જન્મા;
જ્ઞાનાત્મ-સુખ પરમાત્મદશાથી ભોગે,
સન્માર્ગ આ ગ્રહી, ઉપાસી સમાધિ યોગે ૧૦૫

(હરિગીત)

૧૦૮ અજ્ઞાની અંતર્યામી, કેવલજ્ઞાની એ ત્રણ ભેદથી,
આત્મા 'સમાધિ શતક'મા ગાયો ઘણા વિસ્તારથી;
આનદદાયી ભવ્ય જીવને પૂજ્યપાદ પવિત્ર તે,
જયવંત અનંત ચતુષ્ટયી સત્ ધ્યાનથીજ જણાય જે. ૧૦૬

.... ...

# પરિશિષ્ટ ૩

## શ્રી યશોવિજયજી ઉપાધ્યાય રચિત

## 'સમાધિશતક'

સમરી ભગવતીં ભારતી, પ્રણમી જિન જગબંધુ;
કેવળ આતમબોધકો, કરસું સરસ પ્રબંધ. ૧

કેવળ આતમબોધ હૈ, પરમારથ શિવપંથ;
તામેં જિનકું મગનતા, સોઈ ભાવ નિર્ગ્રંથ. ૨

ભોગજ્ઞાન જ્યું બાલકો, બાહ્ય જ્ઞાનકી દોર;
તરુણ-ભોગ અનુભવ જિસ્યો, મગનભાવ કછુ ઓર. ૩

આતમજ્ઞાને મગન જો, સો સબ પુદ્ગલ-ખેલ–
ઇન્દ્રજાલ કરી લેખવે, મિલે ન તહેં મન-મેલ. ૪

જ્ઞાન વિના વ્યવહારકો, કહા બનાવત નાચ,
રત્ન કહો કો કાચકો, અન્ત કાચ સો કાચ. ૫

રાચે સાચે ધ્યાનમેં, જાચે વિષય ન કોઈ;
નાચે, માચે મુગતિ-રસ, આતમજ્ઞાની સોઈ. ૬

બાહિર, અંતર, પરમ એ, આતમ પરિણતિ તીન;
દેહાદિક-આતમ-ભરમ, બહિરાતમ બહુ દીન. ૭

ચિત્તદોષાત્મ-વિભ્રાન્તિ, અંતર આતમખેલ;
અતિ નિર્મલ પરમાત્મા, નાંહિ કર્મકો ભેલ. ૮

નરદેહાદિક દેખકર, આતમજ્ઞાને હીન;
ઇન્દ્રિય-બલ બહિરાત્મા, અહંકાર મન લીન. ૯

અલખ, નિરંજન, અકલ-ગતિ, વ્યાપી રહ્યો શરીર;
લખે સુજ્ઞાને આતમા, ખીર લીન જ્યું નીર. ૧૦

અરિ, પુત્રાદિક કલ્પના, દેહાદિક અભિમાન;
નિજ પર તનુ સંબંધ-મતિ, તાકોં હોત નિદાન ૧૧
દેહાદિક આતમભ્રમી, કલ્પે નિજપર ભાવ;
આતમજ્ઞાની જગ લહે, કેવલ શુદ્ધ સ્વભાવ. ૧૨
સ્વ-પર-વિકલ્પે વાસના, હોત અવિદ્યારૂપ;
તાતેં બહુરિ વિકલ્પમય, ભરમ-જાલ અધકૂપ. ૧૩
પુત્રાદિકની કલ્પના, દેહાતમ ભ્રમમૂલ;
તાકું જડ સમ્પત્તિ કહે, હા! હા! મોહ પ્રતિકૂલ ૧૪
યા ભ્રમમતિ અબ છાંડ દો, દેખો અંતર દૃષ્ટિ;
મોહ દૃષ્ટિ જો છોડિયે, પ્રગટે નિજગુણ સૃષ્ટિ ૧૫
રૂપાદિકકો દેખી વો, કહન, કહાવન કૂટ;
ઈન્દ્રિય જોગાદિક બલે, એ સબ લૂટાલૂટ ૧૬
પરપદ આતમ, દ્રવ્યકું, કહન સુનન કછુ નાંહિ;
ચિદાનદ ઘનખેલ હિ, નિજપદ તો નિજમાંહિ ૧૭
ગ્રહણ અયોગ્ય ગ્રહે નહિ, ગ્રહ્યો ન છંડે જેહ;
જાણે સર્વ સ્વભાવને, સ્વ-પર પ્રકાશી તેહ. ૧૮
રૂપેકે ભ્રમ સીપમેં, જ્યું જડ કરે પ્રયાસ;
દેહાતમ-ભ્રમતેં ભયો, ત્યું તુજ કૂટ અભ્યાસ ૧૯
મિટે રજતભ્રમ સીપમેં, જનપ્રવૃત્તિ જિમ નાહિ;
ન રમેં આતમભ્રમ મિટે, ત્યું દેહાદિક માંહિ. ૨૦
ફિરે અબોધે કંઠગત-ચામીકરકે ન્યાય,
જ્ઞાન-પ્રકાશે મુગતિ તુજ, સહજ સિદ્ધ નિરુપાય ૨૧
યા બિન તૂ સુતો સદા, યોગે ભોગે જેણિ;
રૂપ અતીન્દ્રિય તં કો કહી શકે કહું કેણિ? ૨૨

દેખૈ ભાખૈ ઓ કરે, જ્ઞાની સબહિ અચંભ;
વ્યવહારે વ્યવહાર સૂં, નિશ્ચયમેં થિર ચંભ. ૨૩

જગ જાણે ઉન્મત્ત ઓ, ઓ જાણે જગ અંધ;
જ્ઞાનીકું જગમેં રહ્યો યું, નહિ કોઈ સબંધ. ૨૪

યા પરછાહી જ્ઞાનકી, વ્યવહારે જુ કહાઈ;
નિર્વિકલ્પ તુજ રૂપમેં, દ્વિધા ભાવ ન સુહાઈ. ૨૫

યૂં બહિરાતમ છાંડિકે, અંતર આતમ હોઈ;
પરમાતમ-મતિ ભાવિએ, જહા વિકલ્પ ન કોઈ. ૨૬

'સો મૈં' યા દૃઢ વાસના, પરમાતમ પદ હેત;
ઈલિકા ભમરી ધ્યાનગત જિનમતિ જિનપદ હેત. ૨૭

ભારે ભયપદ સોહિ હૈ, જહેં જડકુ વિસાસ;
જિનસુ ઓ ડરતો ફિરે, સોઈ અભયપદ તાસ ૨૮

ઈન્દ્રિય વૃત્તિ નિરોધ કરી, જો ખિનુ ગલિત-વિભાવ;
દેખૈ અંતર આતમા, સો પરમાતમ ભાવ. ૨૯

દેહાદિકત ભિન્નમેં, મોસે ન્યારે તેહુ;
પરમાતમ-પદ દીપિકા, શુદ્ધ ભાવના એહુ. ૩૦

ક્રિયા કષ્ટભી નહુ લહે, ભેદજ્ઞાન સુખવંત;
યા બિન બહુ વિધિ તપ કરે, તોભી નહિ ભવ-અંત. ૩૧

અભિનિવેશ પુદ્ગલ વિષય, જ્ઞાનીકૂ કહૈં હોત;
ગુણકો ભી મદ મિટ ગયો, પ્રગટ સહજ ઉદ્યોત. ૩૨

ધર્મક્ષમાદિક ભી મિટે, પ્રગટત ધર્મ સન્યાસ;
તો કલ્પિત ભવ-ભાવમે, ક્યું નહિ હોત ઉદાસ? ૩૩

રજ્જુ અવિદ્યાજનિત અહિ, મિટે રજ્જુકે જ્ઞાન;
આતમજ્ઞાને ત્યું મિટે, ભાવ અબોધ નિદાન. ૩૪

ધર્મ અરૂપી દ્રવ્ય કે, નહીં રૂપી પર હેત,
અપરમ ગુન રાચૈ નહિ, યૂં જ્ઞાની મતિ દેત. ૩૫
નૈગમ નયકી કલ્પના, અપરમ ભાવ વિશેષ;
પરમ ભાવમેં મગનતા, અતિ વિશુદ્ધ નય રેખ. ૩૬
રાગાદિક જબ પરિહરી, કરે સહજ ગુણ ખોજ,
ઘટમેં ભી પ્રગટે તદા, ચિદાનંદ કી મોજ. ૩૭
રાગાદિક પરિણામ-યુત, મન હિ અનંત સંસાર;
તેહિજ રાગાદિ રહિત, જાનિ પરમપદ સાર. ૩૮
ભવ-પ્રપંચ મન-જાલકી, બાજી જૂઠી મૂલ,
ચારપાંચ દિન સુખ લગે, અંત ધૂલકી ધૂલ ૩૯
મોહ-બાગુરી-જાલ મન, તામેં મૃગમત હોઉ,
યામેં જો મુનિ નહીં પરૈ, તાકું અસુખ ન કોઉ. ૪૦
જબ નિજ મન સન્મુખ હુએ, ચિત્તે ન પર ગુણદોષ;
તબ બહુરાઇ લગાઈયે, જ્ઞાન ધ્યાન રસ પોષ. ૪૧
અહંકાર પરમેં ધરત, ન લહે નિજ ગુણ-ગંધ;
અહંકાર નિજ ગુણ લગે, છૂટે પર હિ સંબંધ. ૪૨
અર્થે ત્રિલિંગી પદ લહે, સો નહિ આતમરૂપ;
તો પદ કરી કયું પાઈયે, અનુભવ-ગમ્ય સ્વરૂપ. ૪૩
આતમગુણ અનુભવ તભી, દેહાદિકતેં ભિન્ન;
ભૂલે વિભ્રમવાસના, જો વહિ ફિરે ન ખિન્ન. ૪૪
દિખે સો ચેતન નાંહિ, ચેતન નહિ દેખાય;
રોષ તોષ કિનસું કરે, આપહિ આપ બુઝાય. ૪૫
ત્યાગ ગ્રહણ બાહિર કરે મૂઢ, કુશલ અંતરંગ;
બાહિર અંતર સિદ્ધકું, નહિ ત્યાગ ઓ સંગ ૪૬

આતમ-ધ્યાને મન ધરૈ, વચન-કાય-રતિ છોડી;
તો પ્રગટે શુભ વાસના, ગુણુ અનુભવકી જોડી. ૪૭

યોગારંભીકૂં અસુખ- અંતર, બાહિર સુખ;
સિદ્ધયોગકૂં સુખ હૈ- અંતર, બાહિર દુઃખ. ૪૮

સો કહિયે સો પૂછિયે, તામેં ધરિયે રંગ;
યાતેં મિટે અબોધતા, બોધરૂપ વ્હૈ અંગ. ૪૯

નહીં કછુ ઈન્દ્રિયવિષયમેં, ચેતનકું હિતકાર;
લોભી જન તામેં રમે, અંધો મોહ-અંધાર. ૫૦

મૂઢ આતમ, સૂતે પ્રબલ, મોહે છોડી શુદ્ધિ;
જાગત હૈ મમતા ભરે, પુદ્‌ગલમેં નિજબુદ્ધિ. ૫૧

તાકુ બોધન-શ્રમ અફલ, જાકૂં નહિ શુભ યોગ;
આપ આપકુ બુજવૈ, નિશ્ચય અનુભવ ભોગ ૫૨

પરકો કિસ્યો બુઝાવનો, તૂં પરગ્રહણુ ન લાગ;
ચાહે જેને બુઝવ્યો, સો નહિ તુજ ગુણુભાગ ૫૩

જબલો પ્રાની નિજમતેં, ગ્રહે વચન, મન, કાય;
તબલો હૈ સંસારથિર, ભેદ-જ્ઞાન મિટ જાય. ૫૪

સૂખમ, ઘન, જીરન, નવૈં, જ્યું કપરે ત્યુ દેહ;
તાતે બુધ માનૈ નહીં, અપની પરિણુતિ તેહ. ૫૫

જૈસે નાશ ન આપકો, હોત વસ્ત્રકો નાશ;
તૈસે તનુકે નાશસેં, આતમ અચલ અનાશ. ૫૬

જંગમ જગ થાવર પરેં, જાકૂં ભાસે નિત્ત;
સો ચાખે સમતા સુધા, અવર નહિ જડ-ચિત્ત. ૫૭

મુગતિ દૂરિ તાકૂં નહિ, જાકૂં થિર સંતોષ,
દૂર મુગતિ તાકૂં સદા, જાકૂં અવિરતિ-પોષ ૫૮

હોત વચન–મન–ચપળતા, જનકે સંગ-નિમિત્ત;
જન-સંગી હોવે નહીં, તાતેં મુનિ જગ-મિત્ત. ૫૯

વાસ નગર વનકે વિષે, માને દુવિધ અબુદ્ધ,
આતમદરશી કૂં બસતી, કેવળ આતમ શુદ્ધ. ૬૦

આપ-ભાવના દેહમેં, દેહંતર ગતિ-હેત;
આપ-બુદ્ધિ જો આપમેં, સો વિદેહ પદ દેત. ૬૧

ભવિ શિવપદ દે આપકૂં, આપહી સન્મુખ હોઇ;
તાતેં ગુરુ હૈ આતમા, અપનો ઔર ન કોઈ. ૬૨

સોવત હૈ નિજ ભાવમેં, જાગે જે વ્યવહાર;
સૂતો જે વ્યવહારમેં, સદા સ્વરૂપ આધાર. ૬૩

અન્તર ચેતન દેખીકે, બાહિર દેહ સ્વભાવ;
તાકો અન્તર-જ્ઞાનતેં, હોઈ અચલ દૃઢ ભાવ. ૬૪

ભાસે આત્મ જ્ઞાને ધૂરિ, જગ ઉન્મત્ત સમાન;
આગે દૃઢ અભ્યાસતેં, પત્થર તૃણ અનુમાન ૬૫

ભિન્ન દેહતેં ભાવિયે, ત્યું આપહીમેં આપ;
જ્યૂ સ્વપ્નમેં નહીં હુએ, દેહાતમ ભ્રમતાપ. ૬૬

પુણ્ય-પાપ વ્રતઅવ્રતે, મુગતિ દોઉકે ત્યાગ;
અવ્રત પરૈ વ્રત ભી તજે, તાતે ધરી શિવરાગ. ૬૭

પરમભાવ પ્રાપ્તિ લગે, વ્રત ધરિ, અવ્રત છોડી;
પરમભાવ-રતિ પાયકે, વ્રતભી ઈનમેં જોડી. ૬૮

દહન સમે જ્યું તૃણ દહી, ત્યું વ્રત, અવ્રત છેદી;
ક્રિયા-શક્તિ ઈનમેં નહીં, જાગતિ નિશ્ચય ભેદી ૬૯

વ્રત ગુણ ધારત અવ્રતિ, વ્રતિ જ્ઞાન ગુણ દોઈ;
પરમાતમકે જ્ઞાનતેં, પરમાતમપદ હોઈ. ૭૦

લિંગ દેહ-આશ્રિત રહે; ભવકો કારણ દેહ;
તાતેં ભવ છેદે નહીં, લિંગ–પક્ષરત જેહ ૭૧

જાતિ દેહ–આશ્રિત રહે, ભવકો કારણ દેહ.
તાતે ભવ છેદે નહીં, જાતિ–પક્ષરત જેહ. ૭૨

જાતિ લિંગકે પક્ષમેં, જિનકું હૈ દૃઢરાગ;
મોહ જાલમેં સો પરૈ, ન લહે શિવસુખ ભાગ. ૭૩

લિંગ દ્રવ્ય, ગુણ આદરે. નિશ્ચય સુખ વ્યવહાર;
બાહ્ય લિંગ હઠ નય-ગતિ, કરૈ મૂઢ અવિચાર. ૭૪

ભાવલિંગ જાતેં ભયે સિદ્ધ પન્નરસ ભેદ;
તાતેં આતમકૂં નહીં–લિંગ ન જાતિ, ન વેદ. ૭૫

પંગુદૃષ્ટિ જ્યું અંધમે, દૃષ્ટિભેદ નહુ દેત,
આતમદૃષ્ટિ શરીરમેં, ત્યૂં ન ધરે ગુણ હેત ૭૬

સ્વપ્ન વિકલતાદિક દશા, ભ્રમ માને વ્યવહાર,
નિશ્ચય નયમેં દોષ ક્ષય, બિના સદા ભ્રમચાર. ૭૭

છૂટૈ નહીં બહિરાત્મા, જાગત ભી પઢિ ગ્રંથ.
છૂટૈ ભવથૈં અનુભવી, સુપન, વિકલ નિર્ગ્રંથ ૭૮

પઢી પાર કહૂં પાવનો, મિટયો ન મનકો ચાર;
જ્યું કોલૂકે બૈલકું, ઘરહી કોસ હજાર. ૭૯

જિહાં બુદ્ધિ થિર પુરુષકી, તહેં રુચિ તહેં મન લીન;
આતમ–મતિ, આતમ–રુચિ, કહો કૌન આધીન ? ૮૦

સેવત પર પરમાતમા, લહે ભવિક તસરૂપ;
બત્તિયાં સેવત જ્યોતિકું, હોવત જ્યોતિ સરૂપ ૮૧

આપ આપમેં સ્થિત હુએ, તરૂયેં અગ્નિ–ઉદ્યોત;
સેવત આપ હિ આપકું; ત્યું પરમાતમ હોત ૮૨

એહિ પરમપદ ભાવિયે, વચન-અગોચર સાર,
સહજ જ્યોતિ તો પાઈયે, ફિર નહિ ભવ-અવતાર ૮૩

જ્ઞાનીકું દુ:ખ કછુ નહિ, સહજ સિદ્ધ નિર્વાણ;
સુખ-પ્રકાશ અનુભવ ભયે, સબહિ ઠૌર કલ્યાણ ૮૪

સુપનદૃષ્ટિ-સુખ-નાશતેં, જ્યૂં દુ:ખ ન લહે લોક;
જાગર-દૃષ્ટિ-વિનષ્ટમેં, ત્યૂં બુધકું નહિ શોક. ૮૫

સુખ-ભાવિત દુ:ખ પાયકેં, ક્ષય પાવે જગ જ્ઞાન;
ન રહે સો બહુ તાપમેં, કોમલ ફૂલ સમાન ૮૬

દુ:ખ-પરિતાપે નવિ ગલે, દુ:ખ-ભાવિત મુનિજ્ઞાન;
વજ્ર ગલે નહિ દહનમેં, કંચનકે અનુમાન. ૮૭

તાતેં દુ:ખસું ભાવીયે, આપ શક્તિ અનુસાર;
તો દૃઢત્તર હુઈ ઉલ્લસે, જ્ઞાન ચરણ આચાર. ૮૮

રનમે લરતે સુભટ જ્યૂં, ગિને ન બાન-પ્રહાર;
પ્રભુ રંજનકે હેત ત્યૂં, જ્ઞાની અસુખ-પ્રચાર ૮૯

વ્યાપારી વ્યાપારમેં, સુખ કરિ માને દુ:ખ;
ક્રિયા-કષ્ટ સુખમેં ગિને, ત્યૂં વંછિત મુનિ સુખ ૯૦

ક્રિયા યોગ-અભ્યાસ હે, ફલ હે જ્ઞાન અબંધ;
દોનુંકૂં જ્ઞાની ભજે, એક મતિ તે અંધ. ૯૧

ઇચ્છા, શાસ્ત્ર, સમર્થના, ત્રિવિધ યોગ હે સાર;
ઇચ્છા નિજ શક્તિ કરી, વિકલ યોગ વ્યવહાર. ૯૨

શાસ્ત્રયોગ ગુણઠાણકો, પૂરન વિધિ આચાર;
પદ અતીત અનુભવ કહ્યો, યોગ તૃતીય વિચાર. ૯૩

રહે યથાબલ યોગમેં, ગ્રહે સકલ નયસાર,
ભાવજૈનતા સો લહે, ચહે ન મિથ્યાચાર ૯૪

મારગ અનુસારી ક્રિયા, છેદે સો મતિહીન;
કપટ-ક્રિયા-બલ જગ ઠગે, સો ભી ભવજલ-મીન ૯૫

નિજ નિજ મતમેં લરિ પરે, નયવાદી બહુરંગ;
ઉદાસીનતા પરિણમે, જ્ઞાનીકુ સરવંગ. ૯૬

દોઉ લરે તિહાં એક પરે, દેખનમેં દુઃખ નાહિ;
ઉદાસીનતા સુખ-સદન, પર-પ્રવૃત્તિ દુઃખ-છાહિ. ૯૭

ઉદાસીનતા સુર-લતા, સમતા-રસ-ફળ ચાખે;
પર-પેખનમેં મત પરે, નિજમે નિજગુણ રાખે. ૯૮

ઉદાસીનતા જ્ઞાનફળ, પરપ્રવૃત્તિ હૈ મોહ;
શુભ જાનો સો આદરો, ઉદિત વિવેક પ્રરોહ. ૯૯

દોધિક-શતકે ઉદ્ધર્યું, તંત્ર સમાધિ-વિચાર;
ધરો એહ બુધ કંઠમે, ભાવ રતનકો હાર. ૧૦૦

જ્ઞાન વિમાન, ચારિત્ર પવિ, નંદન સહજ સમાધિ;
મુનિ સુરપતિ, સમતા શચી, રંગે રમે અગાધ ૧૦૧

કવિ જશવિજયે એ રચ્યો, દોધિક-શતક પ્રમાણ,
એહ ભાવ જો મન ધરે, સો પાવે કલ્યાણ ૧૦૨

# परिशिष्ट ४

## 'समाधिशतक'नी वर्णानुक्रमणिका

# પરિશિષ્ટ ૫

## 'સમાધિશતક'-ભાષાન્તરની વર્ણાનુક્રમણિકા

# परिशिष्ट ६

## त्रण आत्मदशानां ग्रंथमां जणावेलां नाम

### (१) बहिरात्मदशानां

नाम श्लोक

बहिः ४
बहिरात्मा ५, ७, २७;
शरीरादौ जातात्मभ्रान्ति. ५
आत्मज्ञानपराङ्मुख. ७
अविद्वान् ८
मूढः १०, ४४, ४७.
अविदितात्मा ११
देहे स्वबुद्धि १३
मूढात्मा २०, ५६, ६८, ६०:
उत्पन्नात्ममतिर्देहे ४२
परत्राहंमति. ४३
देहात्मदृष्टि ४०, ९४:
अविद्यामयरूप. ५३
वाक्शरीरयो. भ्रान्त ५४
बालः ५५,
पिहितज्योति ६०
अबुद्धि ६१, ६०;
शरीरकञ्चुकेन संवृतज्ञान-
विग्रह ६८
अनात्मदर्शी ७३, ९३.
दृढात्मबुद्धिर्देहादौ ७६
आत्मगोचरे सुषुप्ति. ७८
मोही ९०
अनन्तरज्ञ ९१
अक्षीणदोषः-
सर्वावस्थाऽऽत्मदर्शी ९३
जडः १०४

### (२) अंतरात्मदशानां

आन्तः ४, १५, ६०:
आन्तर ५,
चित्तदोषाऽऽत्मविभ्रान्तिः ५:
स्वात्मन्येवात्मधी. १३;
बहिरव्यापृतेन्द्रिय १६
देहादौ विनिवृत्तात्मविभ्रम २२
अन्तरात्मा २७, ३०.
तत्त्वज्ञानी ४२
स्वस्मिन्नहम्मतिः ४३
बुधः ४३, ६३, ६६,
आत्मदेहान्तरज्ञानजनिताल्हा-
दनिर्वृत ३४,
अवबुद्ध. ४४,
आत्मवित् ४७.
स्वात्मन्येवात्मदृष्टि. ४०,
नियतेन्द्रिय ५१.

# ગ્રંથયુગલ

## શુદ્ધિપત્રક

### ' લઘુ યોગવાસિષ્ઠ સાર '

| પૃષ્ઠ | કડી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૬ | સુણો:ટળે, | સુણો, ટળે— |
| ૨ | ૧૨ | મોક્ષાથે | મોક્ષાર્થે |
| ” | ૧૬ | સજ્જન-ચિત્ત-વિકાર | સજ્જન-ચિત્ત વિકાર |
| ૩ | ૨૨ | મુઝાય | મૂંઝાય |
| ૬ | ૧૧ | સુખ-કલ્પનાધાર | સુખ કલ્પનાધાર |
| ૬ | ૧૬ | ગિરિ—તરુ | ગિરિ તરુ |
| ” | ૧૮ | તરુ-કોતર | તરુ—કોટર |
| ” | ૧૯ | સાથ | સાર્થે |
| ” | ૨૦ | મુઝવે | મૂઝવે |
| ૭ | ૨૮ | સત્પુષાર્થ | સત્પુરુષાર્થે |
| ૯ | ૪૪ | અગ્નિ ભક્ષણ | અગ્નિ—ભક્ષણ |
| ૧૨ | ૨૬ | દુ:ખદાય: | દુ:ખદાય— |
| ૧૩ | ૪૦ | તપજ. ૪૦ તું | તપતું જ. ૪૦ |
| ૧૫ | ૨ | વિષય જાળ | વિષય—જાળ |
| ” | ૪ | દારુણ અપાર | અપાર દારુણ |
| ૧૭ | ૨૦ | સરતા | સરિતા |
| ” | ૨૨ | ગવ | ગર્વે |
| ” | ૨૨ | સત | સંત |
| ૨૨ | ૨૨ | કયુ | કર્યું |
| ૨૩ | ૯ | વદે વસિષ્ઠ, મહાઋષિ, | વદે વસિષ્ઠ "મહા ઋષિ, |
| ૨૪ | ૬ | પુરુષાથ | પુરુષાર્થે |
| ૨૫ | ૧૪ | સમાધ | સમાધિ |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૫ | ૧૯ | સત્સગ | સત્સંગ |
| ૨૬ | ૩૧ | આય-સેવિત | આર્ય-સેવિત |
| ૨૮ | ૪ | વજ્રશિલા ને | વજ્રશિલાને |
| ૩૫ | અંત | વર્પૂર્ધનું | પૂર્વાર્ધનુ |
| ૩૭ | ૯ | સત-સમાગમથી | સંત-સમાગમથી |
| ” | ૧૯ | ાવષ-મિશ્રિત | વિષમિશ્રિત |
| ૪૦ | ૨૦ | ત્રિલોક-વભવ | ત્રિલોક-વૈભવ |
| ૪૪ | ફુટનોટ | ચિદ્ઘન | ચિદ્ઘન |
| ૪૫ | ૩ | વેભાવિક | વૈભાવિક |
| ” | ૪ | ઓલા’ય | ઓ’લાય |
| ” | ૭ | ગણો | ગણે |
| ૪૬ | ૧૦ | કર્યું | કર્યું |
| ૪૯ | ૯ | ભાવની | ભાવના |
| ” | ૧૦ | વરાગ્ય | વૈરાગ્ય |
| ” | ૧૩ | માસ | માસ |
| ૫૦ | ૯ | કેવલજ્ઞાન-મહોદધિ | કેવલજ્ઞાન મહોદધિ |
| ૫૧ | ૩ | અતર ત્યાગે | અંતર-ત્યાગે |
| ૫૩ | ૬ | ચતન્ય | ચૈતન્ય |
| ૫૪ | ૧ | ચતન્યનો | ચૈતન્યનો |
| ” | ૯ અ (ઉમેરો) | | દેહ એક અવયવ ઘણા, માટી એક બહુ ઠામ<br>તેમ જ ત્રસ-સ્થાવર ભવે, એક જીવ બહુ નામ. ૯ અ |
| ૫૫ | ૧૪ | મુનિવરભૂપ | મુનિવર ભૂપ. |
| ” | ૧૮ | પ્રકાશે-જીવ | પ્રકાશે જીવ |
| ૫૬ | ૨૯ | અનત | અનંત |
| ૫૮ | ૧૩ | અખડ-અવિનાશીપણે | અખંડ, અવિનાશી |
| ” | ૧૪ | સુધાર્ણુવ | સુધાર્ણવ |
| ૬૦ | ૩૩ | આત્મછાય | આતમછાય |

# 'સમાધિશતક' – વિવેચન

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૩ | ૧૪ | પાણિ | પાણી |
| ,, | ૧૯ | જે.. છે | ...છે. |
| ,, | ૨૫ | વ ની | વર્ણની |
| ૭૪ | ૧૪ | બહિરાત મધુરિ | બહિરાતમ ધુરિ |
| ૭૬ | ૭ | સંસાર છે. | સંસાર છે, |
| ૭૭ | ૧૯ | પરામાત્મા | પરમાત્મા |
| ૭૮ | ૮ | સામથ્ય | સામર્થ્ય |
| ૭૮ | ૨૫ | અશ્વર્ય | ઐશ્વર્ય |
| ૭૯ | ૭ | ...ज्ञान पराङ्मुख. | ..ज्ञानपराङ्मुखः |
| ,, | ૨૧ | રહે તે | રહે છે |
| ૮૦ | ૧ | વધ | વૈદ્ય |
| ૮૪ | શ્લોક | दृप्ट्वा | दृष्ट्वा |
| ,, | કડી | ૧૧ | ૧૦ |
| ૮૬ | શ્લોક | स्वपरा... | स्वपरा... |
| ૮૯ | | વેરાગ્ય | વૈરાગ્ય |
| ૯૧ | ૧૫ | શરીને | શરીરને |
| ૯૬ | ૧૬ | વત | વર્તે |
| ૯૭ | ૧૬ | બન્નએ | બન્નેએ |
| ૯૯ | શ્લોક | प्रतिप्राद्ये | प्रतिपाद्ये |
| ૧૦૧ | ૨૦ | ગ્રહીતને | ગૃહીતને |
| ૧૦૩ | ૧ | સતાઈ | સંતાઈ |
| ૧૦૮ | ૧૭ | તીથકર | તીર્થંકર |
| ૧૧૬ | ૧૨ | દ્વપ | દ્વૈપ |
| ૧૧૯ | ૨ | પરમાત્માદશા | પરમાત્મદશા |
| ,, | ૨૪ | પોતાની કલ્પનાથી | પોતાની મનિકલ્પનાથી |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧૭ | ૬ | ચતન્ય | ચૈતન્ય |
| ૧૨૦ | ૬ | પામેલા | પામેલા અને |
| ૧૨૪ | શ્લોક | दुष्कृत | दुष्कृतं |
| ૧૨૫ | ૮ | तप निमित्त | तप निमित्ते |
| ૧૨૬ | શ્લોક | पश्यत्यात्मनस्ततत्त्व | पश्यत्यात्मनस्तत्त्व |
| ૧૨૮ | ૩-૧૪ | સકલ્પ-વિકલ્પ | સંકલ્પ-વિકલ્પ |
| ૧૨૮ | ૧૦ | અત:કરણ | અંત:કરણ |
| ૧૨૯ | ૨૨ | દૃષ્ટારૂપે | દ્રષ્ટારૂપે |
| ૧૩૨ | ૧૮-૧૯ | પરમાર્થે થવાનું | પરમાર્થે વડનું |
| ૧૩૩ | ૧૨ | કવળ | કેવળ |
| ” | છેલ્લી | સ-શાસ્ત્ર | સત્શાસ્ત્ર |
| ૧૪૨ | ૨૩-૨૮ | निमित्त | निमित्ते |
| ૧૪૫ | ૧૯ | મદ | મદ |
| ૧૪૮ | શ્લોક | आत्मन्यवात्म | आत्मन्येवात्म |
| ” | ૯ | અ દૃશ્ય | આ દૃશ્ય |
| ” | ૨૬ | જીવને | એમ જીવને |
| ૧૪૯ | ૧ | પલટાતુ | પલટાતું જ |
| ” | ૨૩ | થકાર | ગ્રંથકાર |
| ૧૫૧ | કડી | અંતરમાં | અંતરૂમાં |
| ૧૫૨ | ૨૬ | આગા થામાં | × |
| ૧૫૩ | ૧૨ | સૂઝે | સૂઝે |
| ૧૭૫ | શ્લોક | यथात्मान | यथात्मानं |
| ” | ૨૬ | સશક્તિ | સશક્ત |
| ૧૭૯ | ૨૬ | વત | વર્તે |
| ૧૮૦ | ૨ | પ્રત્ય | પ્રત્યે |
| ૧૮[illegible] | ૨૫ | દેહ ધર્મોથી | દેહ-ધર્મોથી |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯૬ | ૫ | પરમાથ | પરમાર્થ |
| ૧૯૭ | ૧ | મરણ | મરણં |
| ૧૯૯ | ૬ | અવલંબને | અવલંબને - હૃદયગત |
| ૨૦૩ | ૧૧ | ચતન્ય | ચૈતન્ય |
| ૨૦૫ | ૨૩ ઉમેરો:-સત્સંગના આશ્રયથી અસત્સંગનું બળ ઘટે છે. | | |
| ૨૦૭ | ૧૩ | જાણવાનો | જાણવાનું |
| ૨૦૮ | શ્લોક | પૂર્વ | પૂર્વ |
| ,, | ૨૬ | ચચેલો | ચર્ચેલો |
| ૨૧૧ | ૧૮ | દશા એ | દશાએ |
| ૨૧૪ | ૧૯ | મમત્વા | મમત્વ |
| ૨૧૬ | ૨૧ | બાધ | બંધ |
| ૨૨૨ | કડી | વેપ આગ્રહ | વેપ-આગ્રહ |
| ૨૨૩ | ૪ | મહાત્મ્ય | માહાત્મ્ય |
| ૨૨૬ | ૧૦ | દ્રષ્ટિએ | દૃષ્ટિએ |
| ૨૨૯ | ૧૨ | પારણામ | પરિણામ |
| ,, | કડી | અધ-બંધે | અંધ-ખંધે |
| ૨૩૧ | ૩ | દ્રષ્ટા | દ્રષ્ટા |
| ૨૩૪ | છેલ્લી | ાવભ્રમાાદ | વિભ્રમાદિ |
| ૨૩૫ | ૧૬ | વૈરાગ્ય વિશેપ. | વૈરાગ્યવિશેપ |
| ૨૩૭ | ૪ | અબંડપણે | અખંડપણે |
| ૨૩૮ | ૪ | વરાગ્ય ભરેલાં | વૈરાગ્ય ભરેલાં |
| ૨૪૧ | શ્લોક | તાદર્શી | તાદૃશી |
| ૨૪૧ | ૧૮ | નિશાંક | નિ શંક |
| ૨૪૪ | ૨ | અથ | અર્થ |
| ૨૪૫ | ૭ | ાસ્થરપણે | સ્થિરપણે |
| ૨૫૦ | કડી | દુમે | દુઃખે |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૫૯ | ૫ | સંસાવર ધવાનુ | સંસાર વધવાનુ |
| ૨૬૦ | શ્લોક | ज्योतिर्मय | ज्योतिर्मयं |
| ,, | ,, | सनमार्ग० | स्तन्मार्ग० |
| ૨૬૦ | ૭ | ભો ન | ભોજન |
| ૨૬૧ | છેલ્લી | तस्पै | तस्मै |
| ૨૬૭ | શ્લો. ૫૮ | सुपु -गास्तमसी | सुपुप्तास्तमसि |
| ,, | ,, ૬૧ | यद्दोधयितु | यद्बोधयितु |
| ,, | ,, ૬૪ | यावद्गलीयात् | यावद्गलीयात् |
| ૨૬૯ | ,, ૮૯ | लिङ्गाकृताग्रहा | लिङ्गकृताग्रहाः |
| ૨૭૦ | ,, ૯૨ | द्वपमन्यत्र | द्वेपमन्यत्र |
| ૨૭૦ | ,, ૧૦૧ | ना वर्तते | नावर्तते |
| ૨૭૩ | ગાથા ૬ | પરમાત્મા | પરાત્મા |
| ૨૮૩ | ,, ૧૨ | કલ્પ | કલ્પે |
| ૨૮૪ | ,, ૩૦ | દેહાદિક્ત | દેહાદિક્તે |
| ૨૮૮ | ,, ૭૮ | જયં | જયું |

## 'સમાધિશતક' – વિવેચન

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૩ | ૧૪ | પાણિ | પાણી |
| ,, | ૧૯ | જે.. છે | ... છે. |
| ,, | ૨૫ | વ ની | વર્ણની |
| ૭૪ | ૧૪ | બહિરાત મધુરિ | બહિરાતમ ધુરિ |
| ૭૬ | ૭ | સંસાર છે | સંસાર છે, |
| ૭૭ | ૧૯ | પરામાત્મા | પરમાત્મા |
| ૭૮ | ૮ | સામથ્ય | સામર્થ્ય |
| ૭૮ | ૨૫ | અશ્વર્ય | ઐશ્વર્ય |
| ૭૯ | ૭ | ...ज्ञान पराङ्मुख | ...ज्ञानपराङ्मुखः |
| ,, | ૨૧ | રહે તે | રહે છે. |
| ૮૦ | ૧ | વદ્ય | વૈદ્ય |
| ૮૪ | શ્લોક | दृप्ट्वा | दृष्ट्वा |
| ,, | કડી | ૧૧ | ૧૦ |
| ૮૬ | શ્લોક | स्वपरा... | स्वपरा... |
| ૮૯ | | વેરાગ્ય | વૈરાગ્ય |
| ૯૧ | ૧૫ | શરીને | શરીરને |
| ૯૬ | ૧૬ | વત | વર્તે |
| ૯૭ | ૧૬ | બન્નએ | બન્નેએ |
| ૯૯ | શ્લોક | प्रतिप्राद्ये | प्रतिपाद्ये |
| ૧૦૧ | ૨૦ | ગ્રહીતને | ગૃહીતને |
| ૧૦૩ | ૧ | સતાઈ | સંતાઈ |
| ૧૦૮ | ૧૭ | તીથકર | તીર્થંકર |
| ૧૧૬ | ૧૨ | દ્વપ | દ્વેપ |
| ૧૧૯ | ૨ | પરમાત્માદશા | પરમાત્મદશા |
| ,, | ૨૪ | પોતાની કલ્પનાથી | પોતાની મતિકલ્પનાથી |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧૭ | ૬ | ચતન્ય | ચૈતન્ય |
| ૧૨૦ | ૬ | પામેલા | પામેલા અને |
| ૧૨૪ | શ્લોક | दुष्कृत | दुष्कृतं |
| ૧૨૫ | ૮ | તપ નિમિત્ત | તપ નિમિત્તે |
| ૧૨૬ | શ્લોક | पश्यत्यात्मनस्तत्त्व | पश्यत्यात्मनस्तत्त्व |
| ૧૨૮ | ૩–૧૪ | સકલ્પ–વિકલ્પ | સંકલ્પ–વિકલ્પ |
| ૧૨૮ | ૧૦ | અતઃકરણુ | અંતઃકરણુ |
| ૧૨૯ | ૨૨ | દ્દષ્ટારૂપે | દ્રષ્ટારૂપે |
| ૧૩૨ | ૧૮-૧૯ | પરમાર્થે થવાનુ | પરમાર્થે વડનું |
| ૧૩૩ | ૧૨ | કવળ | કેવળ |
| " | છેલ્લી | સ-શાસ્ત્ર | સત્શાસ્ત્ર |
| ૧૪૨ | ૨૩-૨૮ | નિમિત્ત | નિમિત્તે |
| ૧૪૫ | ૧૯ | મદ | મદ |
| ૧૪૮ | શ્લોક | आत्मन्यवात्म | आत्मन्येवात्म |
| " | ૯ | અ દૃશ્ય | આ દૃશ્ય |
| " | ૨૬ | જીવને | એમ જીવને |
| ૧૪૯ | ૧ | પલટાતુ | પલટાતું જ |
| " | ૨૩ | થકાર | ગ્રંથકારે |
| ૧૫૧ | કડી | અતરમાં | અંતરમાં |
| ૧૫૨ | ૨૬ | આગા થામાં | × |
| ૧૫૩ | ૧૨ | સૂેઝે | સૂઝે |
| ૧૭૫ | શ્લોક | यथात्मान | यथात्मानं |
| " | ૨૬ | સશક્તિ | સશક્ત |
| ૧૭૯ | ૨૬ | વત | વર્તે |
| ૧૮૦ | ૨ | પ્રત્ય | પ્રત્યે |
| ૧૮૬ | ૨૫ | દેહ ધર્મોથી | દેહ-ધર્મોથી |

## શ્રી લઘુરાજ સ્મારક ગ્રંથમાળાનાં પુષ્પો

卐

પુષ્પ ૧ મોક્ષમાળા પ્રવેશિકા

" ૨ સ્ત્રીનીતિ બોધક ગરબાવળી

" ૩ નિત્યક્રમ (ગુજરાતી)

" ૪ શ્રીમદ્ રાજચંદ્ર અર્ધશતાબ્દિ સ્મારક ગ્રંથ

" ૫ ગ્રંથ-યુગલ (લઘુ યોગવાસિષ્ઠ સાર અને સમાધિશતક)

" ૬ નિત્યક્રમ (બાળબોધ લિપિ)